# મેમણ હાજીસુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રન્થમાળાનો
## ઉપોદ્ઘાત

મુસલમાન કોમમાં સાંસારિક રીતરીવાજોમાં સુધારો થાય, નીતિની વૃદ્ધિ થાય અને સામાન્ય જ્ઞાન તથા વિદ્યાનો પ્રસાર થાય તેવાં પુસ્તકો ઈનામ આપીને રચાવવા માટે કાઠીઆવાડના ધોરાજી ગામના વતની અને વેપાર અર્થે દક્ષિણ આફ્રિકાના કેપટાઉનમાં રહેતા તથા "પૃથ્વી પ્રદક્ષિણા" નામના પુસ્તકના કર્તા મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆએ રૂ. ૨૫૦૦)ની ત્રણ ટકાની સરકારી પ્રોમીસરી નોટો સન ૧૯૦૩મા સોસાઈટી હસ્તક સોંપી હતી. ફંડની આવકમાં કાયમનો વધારો થાય તે માટે સોસાઈટીએ તેજ સાલમાં સદરહુ નોટો વેચી તેના અમદાવાદ મ્યુનિસિપાલિટીના સવાચાર ટકાનાં રૂ. ૨૨૦૦)નાં ડીબેંચરો લીધા છે. તેના વ્યાજમાથી "મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રન્થમાળા"ના નામથી આજસુધીમા નીચે પ્રમાણે પુસ્તકો રચાવી સોસાઈટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છેઃ

| નં. | પુસ્તકનું નામ. | કિમ્મત. રૂ. આ. પા. |
|---|---|---|
| ૧ | મુસલમાનોની રાજકીય તથા વિદ્યા સંબંધી ચઢતીનો ઇતિહાસ અને તેની પડતીના કારણો | ૦—૨—૦ |
| ૨ | ઈસ્લામનો ભરતી ઓટ | ૦—૮—૦ |
| ૩ | સર સૈયદ એહેમદનુ જીવનચરિત્ર | ૦—૮—૦ |
| ૪ | મિરાતે સિકંદરી | ૧—૦—૦ |
| ૫ | અયામા | ૦-૧૦—૦ |
| ૬ | મિરાતે અહમદી, વૉ. ૨, ખંડ ૧ | ૧—૦—૦ |
| ૭ | ,, ,, વૉ. ૨, ખંડ ૨ | ૧—૦—૦ |

ગુ. વ. સોસાઇટી,
અમદાવાદ,
તા. ૧૫-૯-૧૯૩૪

હીરાલાલ ત્રિ. પારેખ
આસિ૦ સેક્રેટરી.

# નિવેદન

મિરાતે અહમદીના બીજા પુસ્તકનો બીજો ખંડ પૃ. ૪૦૦ મે અ અટકે છે. ત્રીજા ખંડમા બાકીનો ભાગ પૂરો થશે.

ગુ. વ. સોસાઇટીની ઑફિસ, અમદાવાદ, તા. ૧૫-૯-૧૯૩૪ | હીરાલાલ ત્રિ. પારેખ આસિ. સેક્રેટરી.

---

## શુદ્ધિપત્રક

વો. ૧. ખંડ ૧

પૃષ્ઠ ૧૨, પર "(ગોલીઆના, ધૂંધુકા પાસે)"

તથા

પૃષ્ઠ ૧૩, પર (ગોલીઆના) એ શબ્દો કાઢી નાખવાના છે.

નોંધ:—આ ભૂલ તરફ મારું ધ્યાન ખેંચવા બદલ રા. કલ્યાણરાય નથુભાઈ જોષીનો આભાર માનુ છુ.

કૃ. મો. ઝ.

વો. ૨. ખંડ ૨

પૃષ્ઠ ૨૬૩ લીટી ૯ મુતનહીદખાનને બદલે મુસ્તફીદખાન વાચવુ.

# અનુક્રમણિકા

પૃષ્ઠ.

## રાજા બખ્તસિંહ જોડે મહારાજાનું પાટનગર જવું, સૂબાના નાયબ તરીકે રતનસિંહ ભંડારીનું અને ખબરપત્રી તરીકે બાદશાહી દરબારના સેવક (લેખક) નું નીમાવું

હિ. સ. ૧૧૪૫ માં રતનસિંહને પોતાનો નાયબ નીમી, પોતાના વતન જોધપૂરને રસ્તે થઇ, રાજા બખ્તસિંહને સાથે લઇ મહારાજા પાટનગર તરફ જવા નીકળ્યો, અને સાબરમતીને પેલે કાંઠે રેતીમાં, શાહીબાગની સામે, પડાવ નાખ્યો. એજ અરસામાં ગુલામ મહમદખાનની ફેરફારીમાં હજુરશ્રીની દરબાર તરફથી લેખકને સૂબાના ખબરપત્રીની જગાએ નીમવામાં આવ્યો, અને ડાકના દારોગા અલી હામેદખાનની મહોરસાથની સનદ (લેખકને) પહોંચાડવામા આવી. તે સનદ ભંડારીને બતાવ્યા બાદ અને પોતાનુ કામ સંભાળી લીધા બાદ, જે દીવસે મહારાજાએ સૂબાનો દીવાન તથા બાદશાહી નોકરોને છેલ્લી સલામ કરી તે દીવસે, તેને મળી (તેની પાસેથી) ખિલત-પોશાક-મેળવ્યો. મહારાજા કૂચ કરી આગળ વધ્યો; એટલામા તે (મહારાજા) ના જવાની ખબર સાભળી તેની રજા લેવા (સલામે) મોમિનખાન ખંભાતથી નીકળી પડયો, અને લેખકના પિતા કે જેઓ હિજાઝની સફરથી પાછા આવ્યા બાદ ત્યા રહ્યા હતા તેઓ પણ મોમિનખાન સાથે સાથે આવી, શહેરથી બાર કોસ દૂર આવેલા કલોલ ગામે તેની સાથે થઇ ગયા અને બીજા બે દહાડા તેની સાથે રહ્યા બાદ તેમને પાછા ફરવાની રજા મળી. પાછા ફરતા રસ્તામા, શહેરથી ૭ કોસ દૂર જેટલે, જો કે મોમિનખાનની જોડે સવાર ને પાયદળની ટુકડી હતી છતાં, ચુંવાળના કોળીઓએ હિંમત કરી, તેના પર હુમલો કર્યો, જેમાં તેના સાથીઓમાનો એક સાલેહ અલીખાન શહીદ થયો (માર્યો ગયો). થોડા દહાડા અમદાવાદ રોકાઇ મોમિનખાન ખંભાત પાછો ફર્યો. સોરઠનો ફોજદાર ગુલામ મોહિઉદ્દીનખાન હજુરશ્રીની દરબારમા ગુજરી જવાથી ત્યાંના ફોજદાર તરીકે તેના ભાઇ(ના ગુજરી જવાથી) મીર હુઝબખાનને નીમ્યો. મહારાજાના વિદાય થવા બાદ રતનસિંહ ભંડારીએ પૂર છૂટ અને આપખુદીથી હકૂમત ચલાવવા માડી તથા વેરાને નામે નાણાં લેવા માંડયા, તેમજ ખોટા તહોમત તથા જૂઠા આરોપો મૂકી, અયોગ્યપણે જુદી જુદી

રીતે લોકોને પકડવા માડયા, અને ઈશ્વરને ન પીછાણનારા; લોકોના ઘર ભાગનાગ, ગુજરાતવાસીઓએ એના માર્ગદર્શક તરીકે બહાર પડી ગમે તે-માણસ માટે ગમે તેવી ચાડીચુગલી કરવા માડી. સામાન્ય પ્રજા પોતાના; રાજાના ધર્મ પ્રમાણે વર્તે છે—યથા રાજા તથા પ્રજા—એ કહેવત મુજબ.. શહેરના કોટવાલ ને પરાનો ફોજદારે પણ એજ રસ્તે ચાલી આખી રૈયત તથા પ્રજા સમસ્તને હેરાન કરી તથા દુ:ખ દઇ, જુદી જુદી રીતના તેમના દંડ કરી, જુલમનો હાથ લંબાવ્યો.

## ઉમાબાઈના દત્તક છોકરા જાદવજીનું આવવું તથા તે સાલમાં બનેલા બીજા બનાવો



એજ સાલમા મરાઠાઓને આવવાની મોસમમા ઉમાબાઇનો દત્તક છોકરો જાદવજી, મહારાજાના રવાના થવાની ખબર સાભળી, નાયબ સૂબા ભંડારી જોડે ચોથનો કરાર કરવા વીસ હજાર સવાર લઈને લૂટફાટ કરતો અને ખડણી ઉઘરાવતો શહેરના સીમાડા સુધી આવી પહોચ્યો, અને તેણે શાહીબાગના મેદાનમા મુકામ કર્યો ગુજરાતવાસી સિપાઇઓને ભંડારીએ લશ્કરમા નવા દાખલ કરી મોમિનખાનને તુરતાતુરત બોલાવી મગાવ્યો, અને તે પણ ગતોરાત પોતાની જોડે લશ્કર લઇ આવી પહોચ્યો. શહેરનો બચાવ કરતા કોટના દરવાજા ભંડારીએ બંધ કરાવી બહાદુર માણસોના હાથમા સોપી દીધા અને મોરચા, બુરજ, કોટ, કિલ્લા મજબૂત બનાવી દીધા. મહમદ અલાદીન ગવરનીને લશ્કર આપી ફોજદારે ગર્દની મદદમા પરાઓનુ રક્ષણ કરવા નીમ્યો દક્ષણીઓની ટોળીઓ બધાઇ જઇ પરાઓ પર હુમલા કર્યા કરતી હતી તેમની જોડે વખતોવખત તોપબંદૂકનો જંગ જામતો. આવી રીતે લગભગ એક મહીનો વીતી ગયો, એટલે ભંડારીએ એક વિશ્વાસુ માણસ મોકલી ઉમાબાઇ જોડે સધિ થએલી હોવા છતા આ લડાઇ કરવાનુ કારણ શુ છે તે જાદવજી પાસથી જાણવા માગ્યુ. જાદવજીની પણ એજ મનનસ હતી, તેથી આગળ થએલા કરાર મુજબનો ચોથનો કરાર કરી તે સોરઠ જિલ્લા તરફ ગયો, અને ટંટો પતી ગયો. સોરઠના જમીનદારો પાસેથી ખડણી વસૂલ કરતો કરતો પોતાને વતન પાછા ફરવાનો વખત થતા જાદવજી તેણી તરફ પાછો ફર્યો. મહારાજા પાસે પુંકળ લશ્કર હતું છતા કોળીઓને નજા કે શાસન કરવા યા તો

તેઓ બખેડો ન કરે તેના જામીન લેવા એકે વખત તેણે કદાપિ પણ પગલાં ન ભરેલાં હોવાથી, તેઓ સમજ્યા કે આપણી મુરાદ બર આણવા માટે સમય સાનુકૂળ છે, અને તેથી ચારે તરફથી તેમણે બખેડા ઉઠાવવા તથા લૂંટફાટ કરવા રૂપી માથું ઉંચક્યું રાતને વખતે ટોળાંબંધ થઇ નિશ્ચિતમને પરાંઓમાં ઉતરી પડી, કુહાડાના ઘાથી ઘર ફાડવા, જમીનની અંદર સુરંગ ખોદવા તથા દુકાનો તોડવા માંડી; તેમજ તક મળે શહેરમાં પણ તેજ કામ (લૂંટફાટ) કરી તેઓ ઘરનું રાચરચીલું અને માણસોને કેદી કરી ઉપાડી જતા. એક રાત એવી નહોતી જતી કે જ્યારે આવાં (લૂંટાએલા) નિરાધાર માણસોની હાય અને તેમના વિલાપનો અવાજ ઉંચામા ઉંચા આકાશ સુધી પહોંચતો ન હોય: છતાં પણ કોઇ પણ માણસ તેમની દાદ લેતું નહિ.

આખી દુનીયા ઝઘડા અને બંડથી ભરેલી હતી.
કયામતના દીવસના રણશીંગડાના અવાજ જેવી
લોકોની ફરીઆદ સંભળાતી હતી.

દીવસના વખતમા સર્પ જેવા મારવાડીઓના દંડ લેવાના જુલમથી અને રાતની વખતે કોળીઓ (આવલા)ની બ્હીકથી, ઉંઘરૂપી રાજા તેમની આંખોની મૈત્રી કરતો નહિ. કોળી કોમ કે જે આ પ્રાંતમા ફિસાદ અને દગાનુ મૂળ છે તેના પર નાઝિમનો કરબ બેઠો નહિ, તેથી તેમની (કોળીઓની) રખેવાળી મિવાય કાફલાઓથી આવજાવ થઈ શકતી નહિ. શીવસિંગ પટાવત કે જે ભંડારીની રજા મેળવી પોતાને વતન જતો હતો, તેના પર પાટણ તાબાના દાઉદભાડ ગામ આગળ કોળીઓએ હુમલો કરી તેના માણસોમાના કેટલાએકને મારી નાખ્યા ને કેટલાએકને ઘાયલ કર્યા અને તેને લૂટી લીધો. વળી ભંડારીને હાથે રૈયતપર જુલમ કરવાનુ તથા નાણા કઢાવવાનુ–એ સિવાય બીજુ કામ જ થતું નહિ,–જોકે એ ફોજદારોને લખી જણાવતો કે તેમણે એવો જુલમ થતો અટકાવવો, પણ તેઓ પોતેજ એવા કામ કરવામા ગુંથાઇ ગએલા હોવાથી તેના હુકમનો અમલ થતો નહિ.



## પાદશાહની પવિત્ર માતોશ્રીની જાગીરના ધોધાબારા મહાલની ફોજદારીપર બહેરામખાનનું નીમાવું: ત્યારબાદ સોરઠની નાયબ ફોજદારી તેને મળવી

---

આગળ જણાવ્યા પ્રમાણે બહેરામખાન જ્યારે સુરત છોડીને નીકળ્યો અને તેનાં સગાંવહાલાંઓ તેને જઇ મળ્યાં, ત્યારે સીહોરના જમીનદાર ભાવસિંગના તાબાના ભાવનગરમાં તે થોડો વખત રહ્યો. તેના વડવાઓ સાથેની પીછાન ધ્યાનમાં રાખી જમીનદારે તેની સેવા ચાકરી ઉઠાવી અને ધીમે ધીમે તેના મદદગારો, મિત્રો અને નોકરો તેને આવી મળ્યા. તે ઉપરથી પોતાનો વખત ગુજારવાનું કાંઇ કામ મળે એવી તદબીર વિચારી કાઢી, પોતે મોમિનખાનને લખી મોકલ્યું કે સોરઠ ઉલકા (પ્રાંત)ની બાકી રહેલી મહેસૂલ ઉઘરાવનાર ઓહેદાર તરીકેની સનદ દીવાની કચેરીમાથી તેના (નામ) પર મોકલવામા આવે તો જ્યાં સુધી ભવિષ્યમાં બીજું કાંઇ સાધન ન મળી આવે ત્યા સુધી (વાટ જોતો) થોડા દહાડા પોતે તે કામમા ગુજારે. તેની ઇચ્છા અનુસાર મોમિનખાને નાયબ દીવાન અબદુલહુસેનખાનની મહોર સાથની સનદ મેળવી મોકલી. એ સનદને આધારે બહેરામખાને જરૂર જેટલું લશ્કર રાખી લઇ સૈયદનુરલા કે જે સુરત બંદર છોડી નીકળી ગયો હતો, તેને બોલાવ્યો, અને જમાબંદી કરવા તથા મહાલોની બાકી રહેલી મહેસૂલ ઉઘરાવવાનું કામ કરવા માંડ્યું, અને કેટલાંએક પરગણાઓમાંથી તો જોરતલબી પણ લઇ લીધી. પોતાના પર જે પરેવું વીત્યું હતું તથા પોતાની હાલની સ્થિતિ અને પોતે જે કામ કરતો હતો તેની પોતે બુરહાન ઉલ્મુલ્કને ખબર આપી હતી. સલાબત મહમદખાન બાબીના ગુજરી જવાથી, પાદશાહની પવિત્ર માતોશ્રીના વઝીફાને ધોધાબારા પરગણું જાગીરમા આપવામાં આવ્યુ હતું, અને મહારાજાના હંગામી હુકમથી તે શેરખાનના કબજામા હતું, પરંતુ તે હગામી હુકમ મન્જૂર રાખવામાં આવ્યો નહિ, એટલે બહેરામખાનના કહેવાથી બુરહાન ઉલ્મુલ્ક ઉચ્ચ ખાલસાની કચેરીમાંથી તેના નામની સનદ મેળવી મોકલી, તે વખતે શેરખાન વડોદરાના નાયબ ફોજદારની ફરજો બજાવવામાં રોકાએલો હતો તેથી તેનો નાના ભાઇ શેરઝમાન ધોધામાં હતો. બહેરામખાને હાજી મહમદ રખીને લશ્કર આપી તેને દૂર કરવા તથા પોતે દાખલ થવા માટે નીમ્યો. તેણે તે જગાને ઘેરો ઘાલી, તોપબંદૂકનું યુદ્ધ કરી અપા-

ઝપીઓ કરી થોડાજ વખતમાં શેરઝમાનને એ કામપરથી ખસેડી પોતે તે કામ કરવા માંડયું. હાજી મહમદ રબીની તારીફ લાયક બહાદૂરી તથા ઘોડા લઇ લેવાની હકીકત ધર્મસંરક્ષણકર્ત્તાના તખ્તની પાસે વંચાતી અરજીઓમા આ નમ્ર સેવક તરફથી લખાતા ખબરપત્રોમાંના એક પત્ર તરીકે રજૂ થઇ. બુરહાન ઉલ્ મુલ્ક તેનો (બહેરામખાનનો) મુરબ્બી હતો એટલે (આ) તક મળી જવાથી, તેણે બહેરામખાનની તથા તેના સાથીઓની બહાદૂરી અને શૂરવીરતાની કેટલીએક હકીકત યોગ્ય પ્રસ્તાવના સાથે પવિત્ર હજૂરથી પાસે રજૂ કરી, અને તેને લીધે એ ઔદાર્ય ને દયાની દરબારમાંથી હાજી મહમદ રબીને સાતસોની જાતી મનસબ તથા એકસો સવાર અને મહમદ કુલીખાનના ખેતાબથી સન્માનિત કરવામા આવ્યો. હવે મહેસૂલ બાકી રહેલી એવા મહાલોની તથા બીજી જગાઓની જમાબંદી તથા મહેસૂલની ઉઘરાણી બાબત મીર હુઝબ્રખાન બહેરામખાનની સામેની ફરીઆદો ચાલુ પોતાના વકીલને લખ્યા કરતો હતો, અને અમીર ઉલ્ ઉમરા સમસામ ઉદ્દૌલાનો નાયબ એ ફરીઆદો બુરહાન ઉલ્મુલ્કને ઝાહેર કર્યા કરતો હતો, તેથી આ અરસામા બુરહાન ઉલ્મુલ્કે જૂનાગઢના નાયબ ફોજદારની જગાની જવાબદારી લઇ તેના ઇજારાની રકમ આપવા પોતાને માથે લીધુ, અને બહેરામખાનના નામની સનદ મેળવી તેનાપર મોકલી. તેણે તો પોતાની આસપાસ ઘણા માણસોનુ લશ્કર ભેગું કરીજ દીધું હતું એટલે વગર વિલંબ અને ઢીલે પોતે જૂનાગઢ તરફ જવા નીકળ્યો. દૂર થયેલા નાયબ મીર ઈસ્માઇલના મનમા તેની સામે ટક્કર લેવાનો કાઇક વિચાર થતો હતો તેને તેમ કરવાનો લાગ ન આપતા જોર જુલમથી કાઢી મૂક્યો. તે પણ સીપાઇઓના ચઢી ગએલા પગારની માગણીથી કાયર થઇ ગયો હતો તેથી વહાણુ માર્ગે ઠઠ્ઠા તરફ ચાલ્યો ગયો. બહેરામખાને પોતાના ઓહદાની ફરજને બજાવવી શરૂ કરી પોતાની પાસે રજૂ થતા કામ કરવા તથા ફોજદારો અને થાણદારોને તેમને તાલૂકે મોકલવા માડ્યા. સોરઠની ફોજદારીપર બહેરામખાનના મુકરર થવાની હકીકત આઘે ને પાસે—બધી જગાએ—પસરી ગઇ એટલે ધંધા રોજગાર વિનાના થઇ પડેલા સિપાઇઓએ કમાણીનું સાધન હાથ આવ્યુ એમ સમજી કેકેકાણેથી તેની પાસે આવવા માંડયું. પોતાના બાપ ઉદેકરણ દેસાઇનું ખૂન થયા બાદ તેનો છોકરો ભાવસિંગ વીરમગામ પરગણાનો કારભારી થઇ પડ્યો હતો, તેના ઉપર તેની ધન સંપત્તિ તથા પૈસાદારીને લીધે લાબા વખતથી ભંડારીનો ડોળો હતો, અને જે (તે પડાવી લેવાના) લાગની હમેશા શોધમાં

રક્ષા કરતો હતો, તેણે, હિ. સ. ૧૧૪૬ મા, આ અરસામા એક યુક્તિ વિચારી કાઢી, જવાનમર્દખાન કે જેને ત્યાનો નાયબ ફોજદાર બનાવ્યો હતો, તેને લાલચ આપી દેસાઇને પકડી પોતાની પાસે મોકલવા લખી જણાવ્યું. તેણે તેને યુક્તિથી પકડી લઈ હાથકડી તથા બેડી પહેરાવી રથમા નાખી પોતાનાં થોડા વિશ્વાસુ માણસો સાથે શહેર તરફ રવાના કર્યો. ફોજદારીના ઓદ્ધાપર મુકરર થવાને તથા ત્યા ( વીરમગામ ) આવવાને સમયે જવાનમર્દખાન ઘણા મજબૂત ( સત્તાશીલ ) બાહેધરી આપનારા (જામીનો) ની કુમકપર અંદર દાખલ થઈ શક્યો હતો, તે જામીનોને આ વાતની ખબર પડતા, પોતાનુ સ્વમાન જાળવવા માટે કાતો મરવું કે મારવું એવું નકી કરી તેઓ જવાનમર્દખાન તરફ સખ્તાઇ અને વિરુદ્ધતા બતાવવા બહાર પડયા આ ઉપરથી પોતે જોખમમા આવી પડયો છે એવું તેને લાગ્યુ એટલે લાચાર થઈ રસ્તામાથીજ તેને પાછો ફેરવી જામીનોને હવાલે કરી દીધો રહીમયાવરખાન સઝાવલનુ પડાવી લીધેલી જાગીરની મહેસૂલ ઉઘરાવવા માટે આવવું આગળ જણાવવામા આવ્યુ છે. આ અરસામા, હજૂરથી તરફથી નીમાએલા મનસબદારોની જાગીરોના મહેસૂલના બદલામા ભંડારીએ જુમલે એકલાખ ત્રેવીસહજાર રૂપીઆ (આપવા) નો તનખો (હુકમ) ખંભાત બંદરની મહેસૂલ કે જે મોમિનખાનના ઓદ્ધા તળે હતી તેના પર આપ્યો.

## પીલાજી ગાયકવાડના ભાઈ મહેમા(?મહાદ)જીએ વડોદરાને ઘેરો ઘાલવો અને તેનો કબજો લેવો

આ સાલના બનાવોમા વડોદરા મરાઠાઓને કબજે જવું એ છે. આ હકીકતની ટૂકમા વિગત એ છે કે પોતાના સસરા સરદાર મહમદખાનના ગુજરી જવાથી શેરખાન બાબી વડોદરાના નાયબ ફોજદારની જગાનુ કામ કરતો હતો, તે પોતાના કાકાના છોકરા મહમદ સરબાઝ, તથા પોતાના સગાવહાલાઓને વડોદરે મૂકી, પોતાની જાગીરના મહાલ વાડાસીનોરનો બંદોબસ્ત કરવા ત્યા ગયો. જંબુસર પરગણું કે જે વડોદરાની પાસે આવેલું છે, તે પીલાજી ગાયકવાડના ભાઇ મહેમા(? મહાદ)જીએ કબજે લઇ લીધુ હતું, પાદરાનો મુખી દલો જેને કાને વીરમગામના દેસાઇ સંબંધે મારવાડવાસીના કપટ અને ફરેબની વાત આવેલી હોવાથી, જે રાત ને

દીવસ ઉંડા અને દીર્ઘ વિચારમાં (દેહશતથી) પોતાના દહાડા ગુજારતો હતો, તેણે આ વખતમાં શેરખાનનું વાડાસીનોર જવું એ યોગ્ય પ્રસંગ અને લાગ આવ્યો જાણી, મહેમા(? મહાદ)જીને વડોદરા પર ઘેરો ઘાલવા માટે દોરવ્યો (સમજાવ્યો). ઘોડેસ્વાર અને પાયદળની ટૂકડી સાથે વડોદરાનો કબજો લેવાનો ઈરાદો કરી મહેમા(? મહાદ)જીએ તૈયારી કરી, તેમજ પોતાને વતન સોનગઢથી દામાજીરાવે પણ મદદમા લશ્કર મોકલ્યુ. મહમદ સરખાકે કોટના ચારે બાજૂના દરવાજા મજબૂત બનાવી, બુર્જ તથા ગઢીઓને બચાવ કરવા માંડ્યો, અને દરરોજ બંદૂક તોપના ગોળાબાર સાથેની લડાઇઓ થવા લાગી. આ વાતની શેરખાનને ખબર પડતા તેણે ભંડારી પાસે મદદ માગી. તેણે તેને મદદ તથા સહાય આપવા મોમિનખાનને લખ્યું કે મહીપાર ઉતરવાની જગાએ જેવો શેરખાન આવી પહોચે કે તરત તેની સહાયમા રહી દક્ષણીઓને મારી હઠાવવા. શેરખાન તૈયારી કરવા અને લશ્કર રાખવા મંડી ગયો, અને તેના આવવાની વાટ જોઇ લગભગ દોઢ મહીનો લડાઇનો અગ્નિ બળતો રાખ્યો. ટૂંકામા શેરખાન વાડાસીનોરથી તેણી તરફ આવવા નીકળ્યો, અને મહીપાર ઉતરી ગયો. મહેમા(?મહાદ)જીને તે વાતની ખબર પડતા પોતાના હરીફને આવવાનો રસ્તો બંધ કરવો એ કામ ઘણું અગત્યનુ સમજી થોડા માણસોને ઘેરો ઘાલવા અને મોરચાના બચાવ માટે કાયમ રાખી, (બાકીનાઓને લઇ) યુદ્ધનો અગ્નિ સળગાવવા તથા લડાઈના મેદાનને વ્યવસ્થિત કરવા તેની સામો ગયો. શેરખાન તથા તેના સાથીઓએ બહુ બહાદૂરી અને શૌર્ય બતાવ્યા પરતુ તેમાનો મ્હોટો ભાગ શહાદતની પદ્વીએ પહોચ્યો (મરણ પામ્યો); તેનો ઘોડો પણ તલવારના ઘાથી જખમી થયો. પોતાના શૂરવીર અને વિશ્વાસુ માણસો આ પ્રમાણે ખપી જવાથી તથા સામા પક્ષની સંખ્યા મ્હોટી જોવાથી પોતાના ઘોડાની લગામ ફેરવી જો આનો કાઈ ઉપાય થાય તો તે કરવા પોતે પાછો વાડાસીનોર ગયો. મોમિનખાન કે જે એની મદદે આવતો હતો તેને રસ્તામા શુ બન્યુ હતું તેની ખબર પડી એટલે તે ખંભાત પાછો ચાલ્યો ગયો. વડોદરાના કોટનો બચાવ કરનારાઓને બહારથી આવતી મદદની આશા રહી નહિ તેથી વખતને સમજી જઈ તેમણે સંધિનો સદેશો મોકલ્યો, અને કોલ કરાર કરી તે મુજબ બહાર આવતા રહ્યા અને તે દીવસથી તે જગા દક્ષણીઓને તાબે ગઇ, અને હજુ સુધી કોઇની પણ ભાગીદારી વગર તે પોતાને કબજે રાખી રહ્યા છે. જવાનમર્દખાને તેને પકડવાથી વીરમગામના દેસાઇ અને તેની વચ્ચેની દોસ્તી દૂર થઇ ગઇ હતી, અને ખરેખરી

રીતે એ પરગણાનો કારભારી એ પોતે જ (દેસાઇ) હતો તેથી તે જે કામ કરવા જતો તે બગડતુ આ ઉપરથી ભંડારીએ, શેરખાન કે જે તેના બોલાવવા મુજબ, આવ્યો હતો તેને તે જગાની નાયબી, જે એક રીતે સનાબત મહમદખાનના વખતથી દેસાઇ પાસે હતી તે આપી કડી પરગણા અને વીજાપોરના ઇજારા (મકતા) ની જુમ્મેદારી પોતાને માથે રાખી જવાનમર્દખાન ત્યા ગયો પેટલાદનો ફોજદાર ધનરૂપ ભંડારી ગુજરી ગયો. મોમિનખાને નડીઆદ પરગણુ, અરહર માતર, પેટલાદ ને મુડા (મહુધા) નો ઇજારો લીધો

## શાહ વેપારી મુલ્લા મહમદઅલીને ઝેર આપવુ અને તેનુ પરલોકગમન

શાહ વેપારી મુલ્લા મહમદઅલીનુ કેદ પકડાવુ, તેની માલ મિલકતનુ જપ્ત થવુ અને કિલ્લામા તેનુ કેદી તરીકે રહેવુ, એ સઘળુ આગળ જણાવવામા આવ્યુ છે આ અરસામા એક વહાણ કે જેમા શાહ વેપારીનો છોકરો મુલ્લા મહમદહુસેન (સવાર થયો) હતો તે જિદ્દા બદરેથી આવી પહોચ્યુ શાહ વેપારીના ઘરમાથી જે માલ મળી આવ્યો તે લઇ તેગબેગખાન સતોષ પામ્યા અને તેના વહાણોમા યા (બીજા) બદરોમા ભરેલો જે માલ હતો તેને હાથ ન લગાડતા તેના છોકરાઓને દિલાસો આપી પોતાના વેપાર ધધામા મચ્યા રહેવાનુ ફરમાવ્યુ પોતાની હાલની સ્થિતિ તથા કેદખાનાની સકુચિત જગામાથી કેમ છૂટવુ તેની યુક્તિ ગોઠવવા તથા વિચાર કરવામા શાહ વેપારી રાત ને દહાડો એકસરખીથી પસાર કરતો હતો છેવટ તેના ચોકીદારોમાથી એક જોડે દોસ્તી કરી તેને ઇનામ આપવાની તથા હવે પછી તેની ઉમેદો પાર પાડવાની લાલચ આપી, તેની મારફત લખવાના સાધનો મેળવ્યા, અને ફુરસતનો લાભ લઇ પોતાની (વર્ત્તમાન) હાલત તથા પોતાનાપર જે ગુજર્યું હતુ તેની હકીકત સાથની અરજીઓ (લખી) હજૂરમા મુકર્રબ ઉલ્ હઝરત વલ્ ખાકાન હાફેઝ ખિદમતગારખાન પર તથા આસફજાહ કે જે દક્ષણમા હતો તેના પર છાની રીતે મોકલી, અને ઘણી સાવચેતી રાખીને વારવાર આવી રીતે કાગળો મોકલવા ચાલુ રાખ્યા આસફજાહ સુરત બદરની પાસે હતો તેથી તેણે એક ખાસ (બાદશાહી) ખેપીઓ મોકલી, શાહ વેપારીને છોડી દેવાના સખત હુકમ

સાથનો દમદાટી અને ધમકી ભરેલો કાગળ મોકલ્યો. ખેપીઓ ત્યાં આવી પહોચ્યો, અને જે વાત તેને મ્હોડા મ્હોડ કહેવાની હતી તે તેણે તેગ-બેગખાનને કહી સંભળાવી. ઝાહેર રીતે તો તેગબેગખાને એવો ઢોગ કર્યો કે જાણે પોતે તેના કલાને તાબે થઇ તેના હુકમનો અમલ કરશે, અને તેથી શાહ વેપારીને છૂટા કરવાનો દીવસ તથા તેને મુક્ત કરવાની ઘડી સુદ્ધાં નક્કી કરી અને પોતાનો વિવેક દર્શાવવા તથા પોતાને દરગુજર કરવા તેને ભેટ આપવા કીમતી પોશાક તથા એક ઈરાની ઘોડો તૈયાર કરવા પોતાના કારભારીઓને હુકમ કર્યો. એ વાત ન્હાના મ્હોટા સૌને મ્હોડે થવા માંડી; (પરંતુ) અંદરખાનેથી તેનો અભિપ્રાય એવો હતો કે ઘવાએલા સાપને એમનો એમ (જીવતો) રહેવા દેવો, એવું શાણો માણસ કરે નહિઃ છૂટો થઇને એ આસફજાહ પાસે જાય તો તેના પર જે જે વીત્યુ હતું તેની ઝીણામા ઝીણી વિગત તથા પોતાની જાણમાની સર્વ હકીકતથી તેને વાકેફ કરી તેની પાસથી દાદ મેળવે (તેગબેગખાનને ત્રાસ અપાવે), માટે તેને તેમ કરતો અટકાવવો. જેનો દુશ્મન જોરદાર હોય તેને માથે શું શુ ન વિતે? અને એ કામનુ પરિણામ ક્યા જઈ અટકે તે તો ઇશ્વર જાણે; એટલે જો તેની જિંદગીનો અંત અણાય તો તે સર્વોત્તમઃ તેથી કાતિલ ઝેર ને જીવલેણુ વિષનો (એ) કામમા ઉપયોગ કરી તેને ઝેર આપ્યુ. એવી વાત ચાલે છે કે ત્રણ વખત તે કારગર ન નીવડયુ, તેથી છેવટ જે દીવસને બીજે દહાડે એને છોડવાનું નક્કી કર્યું હતુ તે દીવસે રાત્રે એને ગળે (દોરડાનો) ફાસો દેવામા આવ્યો, અને વાત એવી ચલાવી કે તે હરખનો માર્યો મરી ગયો. તેની લાશને પાલખીમા નાખી તેને ઘેર મોકલી.

પૃથ્વીના નીચામા નીચા બીંદુથી શનીના ગ્રહની ઉંચામા ઉંચી ટોચ સુધી,
દુનીઆની દરેક મુશ્કેલીનો મે તોડ કાઢયો,
લુચ્ચાઇ અને પ્રપચની સઘળી ગાઠો મે ઉકેલી,
મૃત્યુની મુશ્કેલીની ગાઠ સિવાય દરેક મુશ્કેલીનો હુ તોડ કાઢી શક્યો.

પોતાના દરજ્જાને લાયક હતુ તેના કરતા વધારે ઈનામ મળવાથી ખેપીઓ રાજી થઇ ગયો અને એને શીખવવામા આવેલુ ગીત ગાતો ગાતો ચાલ્યો ગયો.



# અહમદ શેઠ જોડે ખુશાલચદ શેઠને ન બનવાથી ભડારીએ તેને શહેર બહાર કરવો અને અહમદનુ મરણ પામવું

પોતાની શેઠાઇનો પરવાનો લઇ ના ન બખ્તસિંહ જોડે પાટનગરથી ખુશાલચદ શેઠનુ આવવુ તથા તેનુ શેઠાઇ પર કાયમ થવુ, એ હકીકત આગળ જણાવવામા આવી છે ગગાદાસ પાસથી દડ લેવામા તથા તેને શેઠાઇ પરથી દૂર કરવામા વહોરા કોમનો એક અહમદ નામે મુખી ( હતો ), કે જે જુદી જુદી જાતના વેરા તથા દડ તથા કર ઉઘરાવવાનુ કામ પણુ ભડારીના મનને રાજી રાખી કર્યા કરતો હતો, અને જેથી લોકો તેને પૂઠના જતા હતા આ સબબને લીધે ખુશાલચદના હાથમા કાઇ સત્તા રહી નહિ, અને તેથી હમેશા વેરા સબધીના ઘણા મામલામા તથા દડ લેવાના કામોમા તેને અહમદ જોડે ઝઘડો થતો અને તે તેને તેમ કરતા રોકતો એ માણસ દરેક કામમા અડચણ કરે છે એવુ અહમદે ભડારીને ઝાહેર કર્યું તેથી પોતે તેને ઠપકો આપી અને દબડાવી, તેને કેવી રીતે ઇજા અને નુકસાન કરવા તથા તેને કેદ કરી કેવી રીતે તેની આબરૂ હલકી પાડવી અને તેને કાઢી મૂકવો તેનો વિચાર કરવા માડયો ખુશાલચદે પોતાની બુદ્ધિ વાપરી તેના મનની છૂપી વાત જાણી લીધી અને પોતે તેની પાસે જતો આવતો અટકી ગયો (તે ઉપરાત) થોડા આરબોને પોતાની નોકરીમા રાખી લઇ તેમને, ઝવેરીવાડાને દરવાજે તથા પોતાના ઘરની આસપાસ (ચોકી કરવા) બેસાડી દીધા અને (એ રીતે) પોતાનું રક્ષણુ કરવા માડયુ, અને કપુરચદ ભણુસાળીની માફક માણસોને લૂટતા અટકાવવા માડ્યુ સજોગવશાત્ તે અરસામા મોમિનખાન અને જવાનમર્દખાન કાઇ કામ પ્રસગે શહેરમા આવી રહ્યા હતા, તેમણે છૂપી રીતે ખુશાલચદને બડ કરવા સૂચવ્યુ હતું, એટલે એ બે ખાનોના જોર પર તે કૂદતો હતો, તેથી એણે ઘણા જોરથી દગો ઉઠાવ્યો આ બનાવ બનવાથી ભડારીએ એક સભા બોલાવી તેમા હાજર રહેલા મોમિનખાન, જવાનમર્દખાન, કાઝી, મુનશીઓ, અહમદ, ગગાદાસ, સરાફ મહાજનના તથા હિંદુ મુસલમાન વેપારીઓના મુખીઓને બોલાવ્યા, વળી તોપખાનું પણુ તૈયાર કરી ત્યા ફોજ સાથે હાજર રાખ્યુ જેવા બોલાવેલા સઘળા માણસો ભેગા થયા એટલે ભડારીની સૂચના પ્રમાણે તથા

તેની મરજી મુજબ અહમદ, તથા દરેક વર્ગના મુખીઓએ ખુશાલચંદની સામે ફરીઆદ કરવા માંડી અને તેની સામે દાદ મળવાની માગણી કરી. લશ્કર મોકલી ઝવેરીવાડાને ઘેરો ઘાલવાથી તથા ખુશાલચંદ જે લૂંટફાટ ને ખરાબી કરતો હતો તેને કેદ પકડવામાં આવે તો બીજાઓ ઉપર માઠી અસર થાય એમ લાગવાથી પોતાના શુભેચ્છકોની સલાહને અનુસરી તે બાબતનો વાદવિવાદ સમાપ્ત કરવામાં આવ્યો અને નાયબ બક્ષી તથા ખબરપત્રી મુજ-હેદ્દીનખાન, લેખક, મોમિનખાનના પેશકાર વજેરામ, જવાનમર્દખાનના પેશકાર અજબસિંગ, તથા રહીમ ચાવરખાનને થોડા મારવાડીઓ સાથે તેની પાસે મોકલવામાં આવ્યા અને તેને કહેવડાવવામાં આવ્યુ કે આજે ને આજે તેણે શહેર છોડી જવું; (જો તેમ ન કરતાં) સામો થશે ને તેથી જે કાંઇ તેને ભોગવવું પડશે તો તે તેની વર્તણુકને લીધે જ ભોગવવું પડશે ( એમ તેણે સમજવું). સંદેશ વાહકોએ જઇ સંદેશો પહોંચાડયોઃ પરંતુ બંને ખાનની છૂપી કુમકની પોતાને આશા હોવાથી, તેણે કૂદાકૂદ કરવા અને બુમબરાડા પાડવા માડયા, અને શહેર બહાર જવાની ના કહી. તેમની છૂપી કુમકનો કાંઇક સણુસારો આ લેખકને કાને આવેલો હોવાથી, અને વાસ્તવિક રીતે પોતે તેનાથી ઉલટું જ જોતો હોવાથી, ખુશાલચંદને સંબોધી (લેખકે) કહ્યું કે, "વગર વિચારે બોલબોલ ન કર' આ બાબતમા તો કોઇની જોડે મસલત કર્યા બાદ જવાબ અપાય તો સારૂં, કારણ ઉતાવળ અને ઝપટ એ પસ્તાવા અને પશ્ચાતાપનું મૂળ છે; તેથી વજેરામ, અજબસિંગ અને બીજાઓ જેને તે પોતાના વિશ્વાસને લાયક ગણતો હોય તેમની જોડે એકાંતમાં બેસી વિચાર કરે તો તે વધારે યોગ્ય થઇ પડશે." તેમને પારકા માણસોની હાજ-રીમા છૂપી વાત ખુલ્લી કરવાની દહેશત લાગતી હોવાથી તેઓ કાંઇ પણ ન બોલતા ( હા કે ના કહેતા ) પોતાના હોઠ બીડી બેઠા હતા, તેમણે પણ લેખકના આ વેણને એકેક અવાજે ટેકો આપી કહ્યું કે, એ સલાહ બિલકુલ યોગ્ય ( મોકાસરની ) છે; અને ખુશાલચંદનો હાથ પકડી તેને એકાંતમા લઇ ગયા. એ બંને ખાન તેને બિલકુલ મદદ આપી શકશે નહિ એમ જણાવી વખતને સમજી જવા તેને સૂચવ્યું તથા શહેર બહાર નીકળી જવું એજ વધારે સુખકર થઇ પડશે એવી સલાહ આપી. ( તે સલાહ માની ) પોતે તેજ વખતે શહેર બહાર નીકળી જવાની તૈયારી કરવા માંડી અને સૂર્યાસ્ત થતાની લગભગ ( શહેર બહાર ) નુરલ્લાપરામા જઇ રહ્યો. ત્યાથી બીજે દહાડે પેથાપૂર અને ત્યાથી કોળીઓના વાસમા મોજે વાસણા દેતારાણામાં જઇ થોભ્યો. આ રીતે એ ધીંગાણું શમી ગયુ. ખલેલ કરનાર માણસ

મરાદા દર સાલ મુજબ, દોહદ કસબાની પાસે થઇને માળવા સૂબા તરફ જતા હતા તે આ વખતે એક મ્હોટા લશ્કર સાથે ત્યા આવી પહોચ્યા રાજા આણંદસિંગને તે બાબતની ખબર પડવાથી તેઓ ત્યાથી પાસે હતા તેથી તેણે એક અગત્યનો વિચાર કર્યો, (તે એવો) કે પોતે એકલે હાથે એ લડાઈમા ટકી શકે એમ ન હતું, તેથી એક અમુક રકમ આપવાની કબૂલત કરી, તે હકીકત સાથે પોતાને મદદ કરવા તથા પોતાના શત્રુને મારી હઠાવવા સહાય આપવા માટે મહેરબાનગીની માગણી કરવી આ કામ માટે ઝડપી કાસદોને તેણે મલ્હારરાવ પાસે મોકલ્યા આ બીનાને દક્ષણીઓએ તો પોતાનુ નસીબ યારી આપતું હતુ અને સમય સહાય કરતો હતો એવુ ગણી એક પરદામા બે રાગ સાભળવાના મળ્યા એમ માની, કબૂલ કરેલી રકમ મળશે તથા લૂટફાટ કરતા જે હાથ આવે તે મળશે, એટલે એક લાકડીએ (કાકરે) બે પક્ષી મરે છે એમ વિચારી, તેણી તરફ જવા માડ્યુ આ બન્યાને થોડો વખત ન થયો ત્યા તો એક દહાડો,–તેમના આવી પહોચવાને આગલે દહાડેજ–તેમના આવવાની અફવા લોકોને મ્હોડે ચાલતી જવાનમર્દખાનને કાને પહોચી પણ સામાવાળાઓએ પોતાની મતલબ સાધવા માટે તથા તેના ઇરાદાની ઇમારતનો નાશ કરવા અને ગડબડાટ ઉભી કરવાના હેતુથી ફેકેલા પત્થર રૂપે, આવી ખોટી ગપ ફેલાવી અફવાઓ ઉડાવેલી હોવી જોઇએ, એમ તેણે માન્યુ ઇશ્વરેચ્છાએ બીજીજ વાત નિર્માણ કરેલી હોવાથી પોતે ગફલતમા પડયો રહ્યો બીજે દીવસે કે જ્યારે દીવસ રૂપી સમ્રાટે કસબી વાવટો લઈ રાત રૂપી સીદી પર છાપો મારી તેને પાતાળ નીચે કેદ કર્યો ત્યારે એક ધૂળનું વાદળ, કે જે એક મ્હોટી ફોજના આવી પહોચવાની નિશાની હતી, તે તેની દૃષ્ટિએ પડ્યુ

એ કાળા ધૂળના વાદળમા સૂર્ય પણ ઢકાઇ ગયો,
ખારાપાટમા જેમ પાણી ઢમાઈ જાય છે તેમ
ઘોડાઓના ડાબલા (ના અવાજ) થી ધરતી કપવા લાગી,
સિપાઈઓના પગથી ઉડતી ધૂળના વાદળથી આકાશ ફાટવા માડ્યું

અને તરતજ અસખ્ય કીડીઓ અને તીડના ટોળા માફક ઘોડા કૂદાવતા દક્ષણીઓ, એકાએક આવી પડતી આફત અને આસમાન પરથી આવતા અનિવાર્ય હુકમ માફક, આવી પહોચ્યા, અને (પેલા) નાના કિલ્લાને મધ્યબિંદુ તરીકે લઇ, ઘેરી લીધો અને તેની આસપાસ કુડાળા રૂપે ગોઠવાઇ ગયા, અને એક ખૂનખાર દરિયા માફક વીટળાઈ વળી કિલ્લાના

રક્ષકોને આશ્ચર્યના વમળમાં ગરકાવ કરી નાંખ્યા અને કપટની હકીકત શંકાના પરદામાંથી બહાર આવી.

ઘોડેસ્વારોના જોશથી એ જગાની પાડોશમાં
સહીસલામતીથી આવવા જવાનો રસ્તો સાંકડો થઈ ગયો.

લોકોના મગજમાથી અક્કલ વિદાય થઈ, તેઓ હાથ છે કે પગ તે ઓળખી શકતા નહિ (તેમનામાં ગભરાટ વ્યાપી રહ્યો), ન્હાના મ્હોટા સૌએ પોતાનું મોત પોતાની આંખે જોયું, જાનમાલની આશા છોડી, પોતે જ પોતાના મૃત્યુનો શોક કરવા બેઠા.

આ મારૂં મોત આવ્યું એમ સમજી એકે
પોતાના છોકરા તથા સ્ત્રી માટે વસીઅતનામું લખી કાઢ્યું,
અને બીજો, આ દુનીઆની મજૂરીના પૈસા ટકા
તથા ઉપકારના વિચારો તજી દઇ, કયામતના દીવસ માટે આતુર હતો.

એ ખૂનખાર વમળ અને જેનો કિનારો પણ દેખાતો ન હતો એવા દરીયામાથી છૂટકો મેળવવાનો સંભવ નથી એવુ સમજાયું ત્યારે લાચારીથી "મરવું જ" એવો નિશ્ચય કરી,–રાજપૂતોના ધારા અને રિવાજને અનુસરી –કારણ આવે પ્રસંગે રાજપૂતો પોતાના વસ્ત્રને કેસરીઆ રંગે રંગી પહેરે છે અને જેને તેમની ભાષામા કેસરીઆ કરવા કહે છે, અને કેસરીઆં કરવા તે અતિઘણી વીરતા અને શૌર્યનુ ચિહ્ન ગણાય છે, કારણ જે કેસરીઉં કરે છે તેનો મર્યા સિવાય છૂટકો થતો નથી–જવાનમર્દખાને અને પોતાના કેટલાંક ખાસ માણસો તથા શરવીર સિપાઇઓએ કેસરીઆ રંગનો લેબાસ ધારણ કર્યો. મરાઠાઓએ શાણપણ, સાવચેતી અને હુશીઆરી કામે લગાડી લશ્કરની સ્થિતિ તથા સંખ્યા અને કિલ્લાના રક્ષકના નામઠામ વાતચીતને બહાને જાણી લેવા માટે થોડા પંડિતો (બ્રાહ્મણોને) એક સંદેશો આપી મોકલ્યા. તેઓ આવી જવાનમર્દખાનને મળ્યા. આ અરસામા એ સંદેશો લઈ આવનારાઓને બતાવવા, જવાનમર્દખાનની સૂચના મુજબ સિપાઇઓમાંથી કેટલાએકે બે ત્રણ ઘોડા અને ઉંટના પગ કાપી નાંખી તે મૂગાં પ્રાણીઓને મારી નાંખ્યા. આવા બનાવને હિંદુઓની બોલીમા "જોહર" કહે છે અને તે પણ આખરે મરવું જ છે એવા મન સાથે કરેલા નિશ્ચયનું ચિહ્ન છે. પંડિતોએ તેમને તેમ કરતા અટકાવ્યા અને જવાનમર્દખાનના કારભારીઓને પોતાની જોડે પોતાના સરદારની પાસે લઇ ગયા અને પોતે જે જોયું અને સાભળ્યું હતું તે જાહેર કર્યું, તેથી (સલાહનો) મામલો હાથ ધરવામા આવ્યો. આવજાવ અને વાતચીત થયા બાદ, ઘણી મહેનતને અંતે રૂપીઆ એક

લાખ પચોતેર હજાર મદતા તરીકે નક્કી કરવામા આવ્યા રોકડ નાણું તે હતું નહિ એટલે પચીસ હજાર રૂપીઆ ગેરે તરતને વન તેટલી કીંમતન પોતાનાં તથા પોતાના સાથીઓના ઉંટ ને ઘોડાનું પ્રમાણપત્ર લખી આપવામા આવ્યુ, અને બાકી રહેલી રકમના બદલામા પોતાના ભાઇ જોરાવરખાન, પેશકાર અજબસિંગ, અગરો કોળી, અને અમરો કોળી, કે જેઓ પોતાની ફોજ લઈ લૂંટફાટને લોભે તેની જોડે આવ્યા હતા, તેમને તે રકમ અદા થતા સુધી જામીન તરીકે સોપ્યા અને કરાર મુજબ દક્ષણી સરદારોને મળી, તેમની રજા લઈ પછી રવાના થવું તે શરતનો અમલ કર્યો. તેમણે વિવેક બતાવી તેને પોશાક, એક ઘોડો તથા એક હાથણી આપી જવાની રજા આપી. જવાનમર્દખાન કરબે વડનગર આવી દિલગીરી તથા શોક કરતો બેઠો. સિપાઇઓના ચઢેના તથા ચાલુ પગારની માગણીને કેમ પહોચી વળવું, તેમજ ઘોડા તથા ઉંટની કીંમતના નાણા કેમ આપવા, અને તે ઉપરાત બાકીની રકમ આપી તેના ભાઇને કેમ છોડવવો, તેના વિચારમા પડી ગયો

હાય, હાય ! કાંઈ સુધર્યું નહિ, ઉલટું વધારે બગડ્યું

હિ સ. ૧૧૪૭ મા શરફુદ્દીના તથા બીજાઓની જાગીરના મહાલોની ફોજદારીની જવાબદારી લેખકના ભાઇ કે જેને તાજી જ પાચસોની જાતી મનસબદારી તથા પચાસ સવાર, તથા ઈસ્માઇલ મહમદખાનના ખેતાબથી સન્માનીત કરવામા આવ્યો હતો તેને સોપવામા આવી, અને ખાલસા શરીફાની કચેરીમાથી વઝીર ઉલ્ મમાલેકની મહોર માથની બાદશાહી સનદો તથા હુકમો આવી પહોચ્યા મનસબદારોની જાગીરના બદલાની કુલ રકમ પૈકી રૂપીઆ પચોતેર હજાર જે ભંડારીએ મોમિનખાન પર તનખો નાખી વસૂલ કર્યા હતા અને રહીમયાવરખાને હજૂરથીને મોકલ્યા હતા તે બાબત ત્યાંથી હુકમ આવ્યો કે બાકીની રકમમાથી ચોત્રીસ લાખ દામ ઉપર જણાવેલી જાગીરોની મહેસૂલમાથી આપવાનો હુકમ ઈસ્માઇલ મહમદખાનને હવાલે કરી દે, કે જેથી તે રકમ તે પહોચતી કરી શકે. પરંતુ બીજો એક દામ પણ વસૂલ થઈ શકયો નહિ એટલે તે હુકમનો અમલ પણ થઇ શકયો નહિ.



અહમદ ચલપી વેપારીનું તથા સૈયદઅલી વાએઝનું
માર્યા જવું અને મુલ્લા ફખ્રુદ્દીનનું સુરત બંદરેથી
મુંબઈ રવાના થવું

પોતાના મનને વારંવાર આનંદ આપતા—

જેમ યારના ગાન વિના ચમન શોભા આપતું નથી,

તેમ શરાબ વિના વસંત (ઋતુ) આનંદ આપતી નથી —

તે પોતાની માશુ (પ્રિયા) જોડે એશઆરામ, રંગરાગ મહાલતા, મનની ઇચ્છા પૂરી પાડવા, તથા શરાબ પીવામા કઇ વખત આખી રાત તો કોઇ વખત બે આખી રાત, તેની સોબતમા ગાળી નાખતો. સંજોગ એવો હતો કે એની બાગવાળી હવેલી તાપીના કિનારા પર આવેલી હતી, તેથી એના આરબ અને તુર્ક નોકરો એનુ જમીનરસ્તેથી રક્ષણ કરી શકતા. આને લીધે તેગબેગખાનને એક એવી યુક્તિ સૂઝી આવી કે જેને અમલમા મૂકવા તેના નસીબે તેને મદદ કરી. તે એવી કે રાત્રે જ્યારે પોતાના હમેશના ધારા મુજબ મોજમઝા ઉડાવવામા તે મશગૂલ હોય ત્યારે તેણે (તેગબેગખાને) થોડા માણસોને હોડીમા બેસાડી મોકલવા કે જેઓ તે હવેલીની નદી પર પડતી બારી, કે જે કોઇ પણ સાચવતુ હતુ નહિ તેની મારફતે ઉપર ચઢી જઇ તે નિશામા ચકચૂર થઇ પડ્યો હોય તેવી અવસ્થામા તેને પરલોકના પ્રવાસમા વદાય કરી દે. તે મુજબ એક દહાડો લગભગ મધરાત્રે તેના નોકરોના માણસો ત્યા પહોચી ગયા અને દોરડાઓના ગાળા નાખી ઉપર ચઢી ગયા. તેમણે ચલપીને નિશામા ચકચૂર ને બેભાન પોતાની માશુકના પાસામા, એકાંત (મહેરીનમા), ગફલતીની ગાઢ નિદ્રામા પડેલા જોયો, એટલે જરા પણ ગભરાટ યા વિલંબ વગર, એક પર એક, ચોટ મારી ચાકરી તેને મોતની શય્યામા એવો પોઢાડી દીધો કે કયામતના દીવસનુ જ્યા સુધી રણશીંગડુ વાગે નહિ ત્યા સુધી તે જાગે નહિ. રામજણીનો વખત ભરાઇ રહ્યો ન હતો એટલે તે તો માત્ર જખમીજ થઇ અફવા એવી ઉડાવવામા આવી કે કોઇ બદમાશોએ અથવા તો તેના હમવતનીઓ (દોસ્તદારો) કે જેમને તેના કુકર્મો ગમતા નહતા તેમાથી કોઇએ આ કામ કર્યું છે. મરનારે બહેરામખાનની માન મતા લઇ લીધી હતી એ બહાને તેગબેગખાને તેનુ ઘર જપ્ત કરી લીધુ અને મોટી રકમ કબજે કરી બેઠો. આ પ્રમાણે ચલપીનુ મસણ મારી તેનુ મન છૂટુ થયુ એટલે તેના દુશ્મનને નિગત થઇ પછી સૈયદ અલીવાએઝી કે જે પોતાનો ઘણો ખરો વખત કાઇને કાઇ બહાને તુફાન મચાવવામા ગાળતો હતો અને જેને વિષે વખતો વખત પૂર્વે લખાઇ ગયુ છે, તેના અસ્તીત્વરૂપી મહેલનો પાયો તોડી પાડવાનો રસ્તો કરવા માડ્યો અને તેટલા માટે ચલપીના ખૂન પછી થોડે સમયે જ્યારે એ વાત વિસારે પડી ત્યારે

મહેદવી પંથના થોડા અફગાનો કે જેમના પંથ વિશે સૈયદ તેમને મ્હેણાં-ટોણા માર્યા કરતો હતો, તેમને એ કામ પર નીમ્યા. તેમણે એક દહાડો રાત્રે તક મળવાથી તેને ઘેર જઇ લોહી પીતી તીક્ષ્ણ તરવારથી તેના ટૂકડે ટૂકડા કરી નાખ્યા. હવે હુલ્લડખોરોના ઉંચા કિલ્લા તોડી પાડવાથી (!)ને બંડખોરોના ત્રાસથી તેગબેગખાનનું મન નિશ્ચિત થવાથી મોકળે મને સ્વતંત્રતાથી તેમજ પૂર્ણ સત્તાથી તે પોતાના ઓદ્ધાનો અધિકાર ભોગવવા મંડી ગયો. સફ્દર મહમદ-ખાન કે જે (તેના) નાયબનું કામ કરતો હતો તેણે શાહ વેપારીના સૌથી ન્હાના છોકરા મુલ્લા ફખ્રુદ્દીનના ચહેરાપર શાણપણ અને જાતી હુશીઆરીના ચિહ્ન જોયા, તેથી તેને પણ તેના બાપની પાસે પહોચાડી દેવા તેગબેગ-ખાનના મનમાં ઇચ્છા ઉત્પન્ન કરવા તથા લલચાવવા તે વારંવાર કહ્યા કરતો કે સર્પને મારી નાંખી તેનાં બચ્ચાને જીવતા રાખવા એ ડાહ્યા માણસનું કામ નથી. પરતુ તેગબેગખાન તેમ કરવા સંમત થયો નહિ, અને તેને એમ લાગ્યુ કે વખતે મને જણાવ્યા વગરજ મારો ભાઈ તેને ઇજા પહોંચાડે, તેથી તેને (ફખ્રુદ્દીનને) રૂખસત આપી મુંબઇ મોકલી દીધો; તે ત્યા થોડો વખત રોકાઈ દક્ષણમા આસફ્જાહ પાસે ચાલ્યો ગયો.

---

## ખાલસા શરીફા (બાદશાહી કચેરી) તરફથી વીરમગામ ઉર્ફે ઝાલાવાડની ફોજદારી પર બહેરામખાનનું નીમાવુ, પોતાનો ઓદ્ધો સંભાળી લેવા માટે તેનુ ધંધુકે આવવુ, ભંડારીનું તેની સામે થવા જવુ, તેમના વચ્ચે લડાઈ થવી, અને બહેરામ-ખાનનું માર્યા જવુ

---

આ સાલના બીજા બનાવોમા બહેરામખાનનું માર્યા જવું એ છેઃ એ હકીકતનું ટંક વર્ણન એ છે કે, ધોળકાને બદલે વીરમગામ ઉર્ફે ઝા-લાવાડ પરગણું ખાલસા શરીફામા લઇ લેવાયુ હતું. બુરહાન ઉલ્મુલ્ક, બહેરામખાનનો મુરબ્બી હતો, અને બહેરામખાનનાં શાણપણ અને કારભાર તેને મનપસંદ અને ગમતા આવવાથી પોતે ત્યાની સનદ અમીર ઉલ્ ઉમરાની મરજી વિરુદ્ધ, ખાલસા કચેરીમાથી તેના નામપરની મેળવી, તેને મોકલી હતી; તેમજ વઝીર ઉલ્મુલ્કની મહોર સાથના ઉચ્ચ હુકમો મહા-

ગઢના નાયબ ભંડારીપર એવી રીતના મોકલવામા આવ્યા કે તેને મદદ કરવી અને તેની વિરુદ્ધ થવું નહિ. વળી સિંધી નોકરોના પગારના તાકીદ હુકમ, મોમિનખાનપર, સૂબાના દીવાનપર, બક્ષી ખબરપત્રીપર, અને બાદશાહના આ સેવકપર કાઢવામા આવ્યા. બહેરામખાને સનદની નકલ ભંડારી પાસે રજૂ થવા મોકલી, પોતે પોતાના ઓદ્ધાપર દાખલ થવાની તૈયારી કરી. એ સાલમા સંજોગ એવો બન્યો હતો કે આખા સૂબામા ઉંદરા બધો ખેતરનો પાક ખાઇ ગયા હોવાથી ખરાબી ઘણી થઇ હતી, એટલે ભંડારીને એ વાતની ખબર થયા પછી, એ ખરાબીનુ બહાનુ બતાવી, એક યુક્તિ રચી વીરમગામમાથી નબળા મુત્સદ્દી નોકરોને ખસેડવાનો મુકદ્દમો બનાવી (તે બાબતનો પત્ર) હજૂરમા રવાના કર્યો. એ અરજી પવિત્ર બાદશાહ પાસે રજૂ થઇ. મહાન બાદશાહનો હુકમ થયો કે અમીર ઉલ્‌ઉમરાએ એ કામ જોવુ (કરવુ). તેણે મહારાજાને વીરમગામપર પૂર્ણ સ્વતત્રતા અને સત્તા (બહાલી) આપતી, બુરહાન ઉલ્‌મુલ્કના (હુકમથી) ઉલ-ટીજ પોતાની મહોરસાથની આજ્ઞાપત્રિકા લખી, ડાક (ટપાલ)મા મોકલી કે જે લેખકને મળી, ને જે તેણે ભંડારીને પહોચાડી તેની રસીદ લીધી. આ હુકમ ભંડારીની મરજી મુજબનો જ હતો એટલે તે મળતાની સાથેજ તેની એક નકલ મુસ્તફીદખાન કાઝીની મહોરસાથની બહેરામખાન પાસે મોકલી તેણે તે નકલ તેવી ને તેવી બુરહાન ઉલ્‌મુલ્ક પર મોકલી વસ્તુ સ્થિતિથી તેને (કાગળ લખી) વાકેફ કર્યો. આ વાત જાણી બુરહાન ઉલ્‌મુલ્ક ગુસ્સે થયો અને (તેને લીધે) ઉચ્ચ અને મહાન બાદશાહની હજૂરમા આ મુકદ્દમા વિશે અમીર ઉલ્‌ઉમરા જોડે કઠોર ભાષામા તેને વાદવિવાદ થયો. પોતે (બુરહાન ઉલ્‌મુલ્કે) બહેરામખાનને જવાબ લખ્યો કે દરેક રીતે પ્રયત્ન કરી, ખાતર જમા રાખી, જે જે રીત તેને ખબર હોય અને તે વાપરી શકે, તે તે રીતે વીરમગામના કારભારમા દાખલ થવા કોશિશ કરવી. આવી રીતનુ ઉત્તેજન મળવાથી, ટૂંક વખતમા, બહેરામખાને, જૂના અને નવા સિપાઈઓ રાખી લઇ લગભગ ત્રણ હજાર સવાર અને પાયદળનુ લશ્કર ઉભુ કરી થોડી તોપો અને યુદ્ધસામગ્રી ભેગી કરી, સાદેક અલીખાનને જૂનાગઢમા પોતાનો નાયબ નીમી, પોતે (સાથી) નીકળી પડયો. ભંડારીને (એ બાબતની) ખબર પડતા તેણે મારવાડીઓનુ લશ્કર જે પરગણામા હતુ તેને તથા મોમિનખાન, શેરખાન, અને સફદરખાન બાબીને બોલાવી મગાવ્યા. તેમજ ગુજરાતી સિપાઇઓમાથી બાકી રહેલા સિપાઇઓને નોકરીમા રાખી લઇ, તોપખાનાની મરામત કરી, તેની સામે

થવા નીકળી પડયો, અને સૂબાના દીવાનના નાયબ અબદુલ હુસેનખાન, બક્ષી ખબરપત્રી, મહમદ મુજાહિદઉદ્દીનખાન, આ લેખક, અને રહીમ યાવરખાન સઝાનને એવા ખ્યાલથી પોતાની સાથે લીધા કે જે વાતચીત (વાટાઘાટ) કરવાથી મામલો પતી જાય એવી સ્થિતિ ઉભી થાય તો તેઓ (વચમા પડી) આ તકરાર ટાળવા ખપ લાગે મહમદ અમીન ગવર્નરી કે જે પોતે લાંબા વખતની જાગનુ દર્દ થવાથી લગભગ તો હતો એવુ બહાનુ બતાવતો હતો તેણે ખર્ચના સાધન સાથે એક લશ્કરની ટૂકડી ઉભી કરી, મહારાજ નામનો પેશકાર કે જેને શહેરમા પોતાની જગાએ કામ કરવા નીમ્યો હતો તેની પાસે મોકલી, અને ભદ્રના કિલ્લાના બચાવ માટે તૈયાર રહેવાનુ કહ્યુ ગેગીઓને (ચોરીનો) ચાળો પડી ગયો હતો એટલે એજ અરસામા છૂપી ખબર કાઢી એક દહાડો રાત્રે નદીપર પડતી કિલ્લાની એક દીસાનની બાજુએથી ઝાડની ડાળીઓની સીડી બનાવી તેઓ કિલ્લામા દાખલ થઇ ગયા, અને જે જગાએ મહમદ અમીન ઉતર્યો હતો તેની સામેજ આવેલી એક મારવાડી સરાફ (નાણાવટી)ની દુકાનને કુહાડીના ઘાથી ફાડી રોકડ નાણાની કેટલીએક કોથળીઓ ઉપાડી ગયા, અને એક પણ માણસે તેમને તેમ કરતા અટકાવ્યા વાર્યાં નહિ ' ટૂંકામા ભંડારી કૂચ કરતો ધોળકા કસ્બે પહોચ્યો અને ત્યાથી આગળ વધી મોટે કોઠપર હુમલો કરી ત્યા પડાવ નાખ્યો દાણોદુણી ભેગા કરવા માટે ત્યા થોડા દહાડા રહી આસપાસ લૂટ ચલાવતો કેટલીએક જગાએ છાવણી નાખી પોત રહ્યા, એટનામા ખબર મળી કે ત્યાથી આશરે પદર ગાઉ દૂર આવેલા ધંધુકા ગામે બહેરામખાન આવી પહોચ્યો છે એટલે આગળ વધી બહેરામખાનની છાવણીથી આશરે સાત ગાઉ દૂર આવેલા મોજે હડાળા આગળ પોતે પડાવ નાખ્યો અને મોમિનખાન રોરખાન અને સફદરખાન કે જે પોતાના ગામોમાથી નીકળી આગળ રવના હતા, તેમના આવી પહોચવાની વાટ જોતા એઓ, અને તેઓ પણ તેને તેજ મુકામે આવી મળ્યા ત્યાથી કૂચ કરી ધંધુકાના તાબાના અને ત્યાથી ચાર ગાઉ દૂર આવેલા હમોવી ગામે મુકામ કરી, પોતાની જોડે આવેલા પટાવતો, ભંડારીઓ તથા બીજા સાથીઓની સભા ભરી તેમના અભિપ્રાય માગ્યા કે આપણે લડાઈ કરવી કે સલાહ, મૈત્રી કરવી કે શત્રુતા સૌ એકમત થયા કે વિરોધ દૂર કરવા તથા સલાહ કરી પાછા ફરવાનુ નક્કી કરવા માટે મોમિનખાન, સફદરખાન બાબી, સૂબાના નાયબ દીવાન, તથા મુતસદ્દી (અમલદારો) ને મોકલવા, અને એવી શરત કરી કે પવિત્ર બાદશાહ તરફથી મહારાજાના નામપરનુ

પૂર્ણ સત્તા સાથનું ફરમાન નીકળેલું હોવાથી આ વખ્તે તો બહેરામખાને ઝઘડવા અને લડાઈ કરવા રૂપી હાથ પાછો ખેંચી લેવો અને આવતી સાલ જેના નામનો બાદશાહે વઝીર તરફથી હુકમ આવે તેણે વગર વાંધે પોતાના કામપર દાખલ થઇ જવું. ખાનોને એ બાબતની ખબર મળ્યા પછી તેઓ બહેરામખાન પાસે ગયા અને તેના તબુની બહાર તેની મુલાકાત લીધી, અને જે વાત કહેવાની તેમને સોંપવાના આવી હતી તે વાત સદેવા રૂપે કહી બતાવી. મારવાડીઓની બદમાશીને લીધે ગુજરાતનો સિપાહ વર્ગ રોજગાર વગરનો થઇ પડયો હતો અને તેમના બાળબચ્ચા રખડતા થઈ ગયા હતા, આને લીધે તેઓ કંટાળી ગયા હતા, તેવી આ યુદ્ધ ઉભું થયુ તેને તેઓ પોતાનુ સારૂં નસીબ અને સુભાગ્યની સહાય સમજતા હતા, તેમણે આ વાત સાંભળી, કે જેનો ઝાહેર રીતે વિચાર કરતા તેમાથી તેમને સામા પક્ષની બેદિલી તથા બ્હીકણપણાની ગંધ આવી, અને તે ઉપરથી તેમણે પોતાની કલ્પિત જીતને ખરેખર મળેલી જીત સમજી, (કલ્પના હતી તેને ખરી વાત સમજી) એકે અવાજે શોરબકોર કરી ઉઠયા, અને બહાદૂરી અને શૌર્ય બતાવતા બતાવતા બોલી ઉઠયા,

કે આ લડાઈના મેદાનમાથી જો હમે મ્હોડું ફેરવીએ
તો હમારી હસ્તીનો પાક (લડાઈના) તોફાનથી નાશ પામશે
આ આફતથી ડરી જો હમે ન્હાસી જઈએ
તો હમારા વતનથી હમે સપૂર્ણ રીતે દૂર થઇ જવાના.
પોતાના વતનની જુદાઇ એ સૌને સખત લાગે છે,
દરેક માણુસ તે સખ્તાઇ વેઠવાની શક્તિ કયાથી લાવે?
જે ઝાડ પોતાની જગાએથી ઉપડી પડે છે
તે ફરી પાછુ ત્યા રોપી શકાતુ નથી.
કમાનમાથી તીર જે ક્ષણે છૂટે છે તેવું જ
તે ક્ષણે ક્ષણે કમાનથી દૂર ને દૂર થતું જાય છે.

પરંતુ તેમણે ઉચ્ચારેલા આ શબ્દોમાથી એક પણ શબ્દ—જ્યારે ખરૂં કામ કરવાનો સમય આવ્યો ત્યારે—કાર્યના રૂપમા ફેરવાયો નહિ એ વાત આગળ કહેવામા આવનારી હકીકત પરથી સમજાશે. ટૂંકામા બહેરામખાન જુવાન હોવાથી તેણે દુનીઆનો તડકો છાંયડો જોયો નહતો અને તેનો અનુભવ મેળવ્યો નહતો, તેણે વગર સમજનું બોલનાર માણસોની વાહીઆત વાત સાંભળી, તે વાતને લીધે હિંમત પકડી, પોતે સલાહ કરવા રાજી નથી એમ ઠરવ્યુ, અને યુદ્ધ કરવુ એમ નક્કી કર્યું. ભંડારીએ

મોકલેલાં માણસો પાછાં ફર્યાં અને પોતે જે જોયું ને સાભળ્યું હતું તે કહી બતાવ્યું. આથી **ભંડારી**એ પણ લડાઈ તથા યુદ્ધ કરવા માટે મન સાથે નિશ્ચય કર્યો અને ત્યાંથી મુકામ ઉઠાવી, જેટલે છેટેથી તોપ ચલાવી શકાય તેટલે છેટે જઈ પોતાના શત્રુની સામે જ પડાવ નાંખ્યો. બંને બાજુએ તોપના મારા રૂપી અગ્નિને સળગાવી યુદ્ધની ભઠ્ઠીને ગરમ બનાવી. **બહેરામખાને** ધંધુકા તરફ પીઠ કરી તંબુ ઠોકયા હતા તેણે લડાઇ કરવી જ છે એવો નક્કી ઇરાદો કરી પોતાની છાવણીથી થોડે છેટે એક શામીયાનો ઉભો કરી રાત દીવસ તેમાંજ રહેવાનું રાખ્યું. ત્રણ દીવસ અગ્નિ પ્રજવળાવતી તોપોનો મારો એક પળ પણ અટક્યો નહિ, એટલામાં સુબેદારના નાયબના ઓદ્દાની સનદનો નીકાલ આવી પહોંચવાની હકીકત સાથનો એક પત્ર કે જેમાં સચ્ચાઇનો અંશ નહતો, તે **બહેરામખાન**ની છાવણીમાંથી મળ્યો અને આ (ખોટી) વાત પ્રસિદ્ધ કરવા તેણે ખૂશખબરના ઢોલ ને આનંદના નગારાં વગડાવ્યાં. તેજ સાલના પહેલા જમાદી માસની પહેલી તારીખ ને બુધવારે, રાત પુરી થતા **ભંડારી**એ સૈન્યને તૈયાર થવાનો હુકમ આપ્યો અને આખું સૈન્ય કે જેમા **મારવાડીઓ** તથા ગુજરાતીઓ મળી આશરે ૭ સાત હજાર સવારો હતા, તેને લઇ તૈયાર થઇ, હથીઆર સજી, પોતાના હરીફને હરાવવા માટે ઘોડેસ્વાર થયો અને સોનેરી રંગના દીવસરૂપી સ્વારના ગોળા (બીંબ) ના પ્રકાશવા તથા રાત્રીરૂપી અંધકારના નાસવાની વખતે તેના મોરચાઓ પર લશ્કરની મોખરેની ટુકડી પાસ ધસારો કરાવ્યો. પોતાને ખરચ ખૂટણમા મુશ્કેલી પડતી હોવાથી જ ઘણા સિપાઇઓ અને જમાદારોએ **બહેરામખાન**ના હાથ નીચે નોકરી લઇ, તેના પર પોતે મોટો ઉપકાર કર્યો હતો એમ સમજતા હતા, તેથી તેઓ પોતાના સરદારનું ઝાઝું માન રાખતા નહિ અને તેના કહ્યા મુજબ કરતા નહિ. આને લીધે મોરચાઓને (વગર રક્ષણે) ખાલી પડી રહેવા દઇ, તેમાંના કેટલાએક (સિપાઇઓ) કે જે તે કસબાના ઘરોમા ઉતર્યા હતા તે ત્યા, તથા કેટલાએક એક તળુ કે જે પાસે હતો તેમા. અને કેટલોક ભાગ કે જેમણે ગાયકવર્ગને પોતાની જોડે મોજમઝા કરવા રાખ્યો હતો તેની જોડે આનંદ ભોગવવા, ચાલ્યા ગયા હતા **ભંડારી** અને **મારવાડીઓ**ને તો તેઓ કાયર (બ્હીકણ) ગણતા હતા એટલે આવો બનાવ બનશે (હુમલો થશે) એવું તો તેમના ખ્યાલમા કે સ્વપ્નામા પણ આવેલું નહિ. આ નીચેની કહેવત—નાનુ આલુ મ્હોટાને જુએ એટલે રંગે ફીકું પડી જાય—મુજબ કેટલાએક તોપચીઓ અને બંદૂકધારી પ્યાદાઓ, ગફલતી અને